# शिक्षासुधाकरः

ગોસ્વામિ શ્રીનરસિંહલાલજી મહારાજ

વિરચિત:

સર્વ વૈષ્ણવોને પરમ ઉપયોગી.



છપાવી પ્રસિદ્ધ કરનાર

સુબોધિની પાઠશાળા.



## મુંબઈ

રાજ્યભક્ત પ્રિંટીંગ પ્રેસ.

---

સંવત ૧૯૪૭ અને ૧૮૯૧.

---

નોંછાવર રૂ૦)-

# પ્રસ્તાવના.



સર્વે વૈષ્ણવ જનોને સૂચના કરવામાં આવે છે કે આજ કાલ કરાલ કલિકાલના વિકરાલ વર્તમાન વખતમાં વૈષ્ણવોને સ્વધર્મ માટે કયું કાર્ય અ યશાસ્ત્રપ્રમાણે કરવાલાયક છે. બુદ્ધિમાન મનુષ્ય તે સમજવો કે, મોહોટા પુણ્ય કરવાથી પ્રાપ્ત થયેલ આ ઊત્તમ શરીરરૂપી એક નાવ, (વાહાંણ) જેને સમુદ્રમાં અનંત તરેહના ભયસ્થાનો પરમેશ્વર તરફથી નિમાયેલાં હોય છે તો તે નાવમાં બેસી સમુદ્ર તરવો હોય તો જેટલા વખતમાં તે નાવ ન ભાંગી જાય તેટલા વખતમાં બુદ્ધિમાન મનુષ્યોએ નાવરૂપ આ શરીરથી સંસારરૂપ સમુદ્ર તરી લેવાની ખરી જરૂર જણાય છે. કારણ કે તે શરીરરૂપ તરી (વાહાંણ) નો વિચાર કરતાં ભરોશો જરીક પણ જણાતો નથી. ક્ષણમાત્રમાં અદ્રષ્ટદ્વારા અદ્રષ્ટ થઇ જાય છે. માટે સજ્જન વૈષ્ણવો સારાસાર વિચારપ્રચારનું આચરણ કરી શ્રીવલ્લભાચાર્યજી (શ્રીમાહાપ્રભુજી)ના ચરણકમલનો અનન્ય દૃઢ આશ્રય ધરી પોતાના શ્રીગુરૂદેવચરણનું સ્મરણ કરી વિષમ વિષયવાસના પરહરી સ્વધર્માચરણ કરવામાં તત્પર સત્વર થશો–તમો સૌ સમજતા હશો કે આ જગતમાં આપણે કોઈને પૂછીયે કે સૌથી મોંઘામાં મોંઘી ચીજ કઇ ત્યારે કોઇ કહેશે કે સૌથી મોંઘું સોનું. બીજાને પૂછતાં તે જણાવશે કે સોનાકરતાં બીજી ઘણી ચીજો મોંઘી હોય છે. જેમકે હીરા, માણેક, મોતી, પન્ના વિગેરે રત્નો..પરંતુ વિચાર કરી જોતાં સ્પષ્ટ માલમ પડે છે કે જે ચીજ પૈસા દેતાં ન મળે તેજ ચીજ મોંઘી કહેવાય. તો સમજો કે જગતમાં તેવી કેટલીક દુકાનો હશે કે જે ઠેકાણે પૈસા

દેતાં એક દશ મિનિટનો પણ વખત વેચાતો મલતો હશે. એક પણ તેવી દુકાન નથીજ. તો સૌથી મોંઘાંમાં મોંઘો કાલ(સમય) હોય છે. આવો અત્યંત ઉત્તમ જે વખત તે વખત જો ગેરરસ્તે આપણે ગમાવિયેં તો પછી આપણી મોહોટી ભૂલ કેહેવાયજ— માટે સર્વ સજ્જન વૈષ્ણવો તમોને ભલામણ કરૂં છૌં કે આ શરીર ફરીફરી આવવું ઘણું મુશ્કીલ છે. અને જ્યાંસુધી આ શરીરને પડવાનો વખત નથી આવ્યો તેટલા વખતમાં જે આપણને કરવાનું છે તે કરી લેવુંજ જોઈયે. કદાચિત્ કહેશો કે શું કરવાનું છે? અમોએ શ્રીગુરૂદેવદ્વારા બ્રહ્મસંબંધ (સમર્પણમંત્ર) નું ગ્રહણ કર્યું છે. તો હવે શું કરવું બાકી રહ્યુ છે? તેમ નહી. જુઓ. બ્રહ્મસંબંધ કરવાથી શું થાય છે તે જ્ઞાન મેળવો. આ શિક્ષાસુધાકર નામનો ગ્રંથ ગોસ્વામીશ્રીનરસિંહલાલજી મહારાજશ્રીયેં બ્રહ્મસંબંધ લેનાર વૈષ્ણવોને અવશ્ય કરવાની બાબત સમઝાવવા માટે કૃપા કરી કરેલો છે. તેનું કારણ આટલુંજ છે કે જે વખતે બ્રહ્મસંબંધ દેવાય છે તે વખત તેવી શિક્ષાનો ગ્રંથ આપવાનો રિવાજ નહીં હોવાને લીધે કેટલીક જરૂર જાણવાની બાબતોથી વૈષ્ણવો તદન અજાણ્યા રહી જાય છે. તે ન રહે તો સારૂં એમ ધારી અવશ્ય કરવાની અતિસૂક્ષ્મ બાબત સરલ રીતથી જાણી શકે એવા હેતુથી આ ગ્રંથ રચેલો છે. આ પ્રસ્તાવના છે તેથી આહીં જુજજુજ બાબતો લખી છે. આપણનો આ મુખ્ય ધર્મ છે કે શ્રીગુરૂદેવદ્વારા બ્રહ્મસંબંધમંત્ર ગ્રહણ કરવો. તે મંત્રનો હંમેશ જપ કરવો. તેનું મનન કરવુ શ્રીઆચાર્યવિરચિત જે આપણા સંપ્રદાયના ગ્રંથો છે તે વિચારવા. તે ભાષાથી અજાણ્યા હૈયે તો વિદ્વાનોથી અથવા પોતાના શ્રીગુરૂદેવના મુખારવિંદથી જાણવા. વિશેષ હાલ શ્રીનરસિંહલાલજી માહારાજશ્રી તરફથી શિક્ષાપત્રો છપાવવામાં આવ્યાંછે.

તે જો વાંચશો તો સર્વ આપણના પુષ્ટિસંપ્રદાયના સિદ્ધાન્તની પૂરી રીતે માલમ પડશે. શું આપણનો ધર્મ, શું આપણને કરવા લાયક કર્મ કિંબહુના સવારથી તે સાયંકાલ સુધીમાં વૈષ્ણવોને શું કરવાનું છે. ઈત્યાદિ. સર્વ વ્યવસ્થા તે ગ્રંથમાં છે. તે વાંચી જાણીતા થશો. આ પ્રમાણે માહારા તરફથી સર્વ ભગવદ્ભક્તો અને સજ્જન વૈષ્ણવોને પૂર્ણ પ્રેમપૂર્વક પ્રાર્થના છે. આશા રાખુ છું કે સર્વ સજ્જનો ઉપર લખ્યા પ્રમાણે આચરણ કરવામાં તત્પર સત્વર થશેજ.–

વૈદ્યશાસ્ત્રી. માધવલાલ ગોપાલજી-દ્વિવેદી–





# शिक्षासुधाकर



श्रीमत्त्रिभंगिललिते मिलिते निजगोप गोपिकानिकरे ॥ मृदुकरवरधृतलकुटे कुटिल कटाक्षे सदा मति र्भूयात् ॥ १ ॥

આ જગતમાં જગતની ઉત્પત્તિ સાથે ચાર સંપ્રદાયો ઉત્પન્ન થયા છે. જેમાં મુખ્ય આપણો શ્રીપુષ્ટિસંપ્રદાય છે. પુષ્ટિ એટલે પોષણ. પોષણ એટલે શ્રીકૃષ્ણનો અનુગ્રહ. પુષ્ટિસંપ્રદાયના આચાર્યે શ્રીવલ્લભાચાર્યજી (શ્રીમહાપ્રભુજી) શ્રીકૃષ્ણના મુખારવિંદરૂપ આ ભૂતલમાં પ્રગટ થઇ દૈવીજીવોનો ઉદ્ધાર કર્યો-કરે છે—અને કરશે. આચાર્ય શબ્દનો અર્થ આ છે કે શાસ્ત્રવિહિત કર્મો યથાર્થ આચરણ કરનાર, પૂર્ણપણાથી શાસ્ત્રોને જાણનાર, બીજાઓને તેમાં પ્રવૃત્ત કરાવનાર ઇત્યાદી વાકયોને આધારે શ્રીઆચાર્યજી માહાપ્રભુજીયે નિબંધ નામના ગ્રંથમાં આજ્ઞા કરી છે કે—

**श्लोकः—कृष्णसेवापरं वीक्ष्य दंभादिरहितं नरम् ॥**
**श्रीभागवततत्वज्ञं भजेज्जिज्ञासुरादरात् ॥ १ ॥**

અર્થ—શ્રીકૃષ્ણની સેવામાં તત્પર મનુષ્યોને દેખાડવા માટે ધર્મનો ડોલ નહી કરનાર શ્રીભાગવતનું તત્વ (એટલે શ્રીભગવાન એવા નામથી પ્રાતપાદિત તત્વ) ને શ્રીમાહાપ્રભુજીના અભિપ્રાય પ્રમાણે જાણનાર એવા પુરૂષને આદરથી ભજે—અને અગ્નિપુરાણમાં કહેલ છે કે **अविद्यो वा सविद्यो वा गुरुरेव जनार्दनः ॥** વિદ્યારહિત અથવા વિદ્યાવાન ગુરૂજ જ-

ર્દન (એટલે અવિદ્યાને મટાડનાર છે) આ વાક્યોથી એમ સમજવાનું કે મૂલ સંપ્રદાયપ્રવર્તક શ્રીમહાપ્રભુજી આચાર્ય છે અને તેમની આજ્ઞા પ્રમાણે ઉપદેશ કરનાર તેમના વંશજો એ આચાર્યદ્વાર છે. તે બન્નેમાં સમાન બુદ્ધિ રાખવી. એવો શાસ્ત્રનો અભિપ્રાય છે. સંપ્રદાયશબ્દનો અર્થ આ છે કે શ્રુતિ, સ્મૃતિ, વ્યાસસૂત્રાદિની એકવાક્યતાથી સિદ્ધ થયેલો જે સિદ્ધાન્ત તે સંપ્રદાય કહેવાય. આ સંપ્રદાયનો સદાચાર આવો છે કે પ્રથમ શ્રીઆચાર્યદ્વારા શ્રીકૃષ્ણનામમંત્રસ્મરણરૂપ શરણમંત્ર ગ્રહણ કરવો. શ્રીકૃષ્ણ આ નામમંત્ર પરમપવિત્ર અને સર્વનો સારભૂત માહાપાતકોનો પાતકરનાર પાવનોને પાવન કરનાર તે નામમંત્ર શાસ્ત્રમાં ગણેલો છે. જેમકે સ્કન્દપુરાણમાં કહ્યું છે કે—

**नाम्नां मुख्यतरं नाम कृष्णाख्यं यत्परंतप ॥**
**प्रायश्चित्त मशेषाणां पापानां मोचकं परम् ॥**

અર્થ—સર્વ નામોમાં મુખ્ય, સર્વ પાપોનું પ્રાયશ્ચિત કરણ, પાપીજનોને પાપથી મુકાવનાર, આવું પરમપવિત્ર શ્રીકૃષ્ણ આ નામ છે. ભગવદ્ગીતામાં પણ અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણવાક્ય.

**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ॥**
**अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**

અર્થ—હે અર્જુન સર્વ ધર્મોનો ત્યાગ કરી કેવલ માહારે શરણ પ્રાપ્તથા, હું સર્વ પાપોથી તને મુકત કરીશ, શોક ના કર. આ પ્રમાણે બીજાં પણ વચનો ઘણાં છે. પરંતુ વિસ્તારના ભયથી વિશેષ વચનો નથી લખી જણાવતા. શ્રીકૃષ્ણનામરૂપ શરણમંત્રનો મહિમા સર્વત્ર વેદશાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. શરણમંત્ર ગ્રહણ કર્યા પછી વૈષ્ણવપણું પ્રાપ્ત થાય છે. વૈષ્ણવપણું ભગ-

વદ્દાસપણું સમજવું. કારણ કે પ્રભુ સર્વના કર્તા (ઉત્પન્ન કરના-ર) રક્ષણ કરનાર પોષણ કરનાર છે તો **स्वभावत:** જીવોને દાસપણું સિદ્ધ છે. કોઇપણ સાભિમાન મનુષ્ય અમે પરમેશ્વર ના દાસ નથી. આમ બોલે છે તે તેની ભૂલ સમૂલ બિલકુલ સ્પષ્ટ માલમ પડવાથી પ્રતિકૂલ છે. કારણ કે જીવમાત્ર ભગવદંશ છે. તો સર્વ જીવોને ઉત્પન્ન કરનાર, તેઓનું પાછું રક્ષણ કરનાર, સવ રીતથી પાલન કરનાર એક પ્રભુ શ્રી-કૃષ્ણજ છે. તો **स्पष्टरीत्या** જીવોને દાસપણું સિદ્ધજ છે. આ કલિયુગમાં કેશવ ( શ્રીકૃષ્ણ ) કીર્તનરૂપભકિતથી પ્રસન્ન થાય છે. અને મોક્ષાદિ પદાર્થો પણ ભકિતથી મળે છે. જે ભગવાને અર્જુનને ભગવદ્ગીતા નામના ગ્રંથમાં ઉપદેશ કર્યો છે **भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ॥** અર્થ—હે અર્જુન હું ભક્તોને કેવલ અનન્ય ભકિતથીજ પ્રસન્ન થાઉં છું. બીજાં તેવાં સાધનો નથી. માટે ઘટે છે કે સર્વ જનોએ નિરભિમાન થઇ અનન્ય ભકિત કરવી. આજ અત્યુત્તમ માર્ગ છે. ભકિતમીમાંસા સૂત્રમાં પણ **॥ सा परानुरक्तिरीश्वरे** આ પ્રમાણે કહેલ છે. તેથી પણ સિદ્ધ થાય છે કે શ્રીકૃષ્ણને વિષે જે અનન્ય પ્રેમયુકત પ્રીતિ તેનું નામ ભકિત. અને તેજ ભકિત કરવાથી તેઓની પ્રાપ્તિ સમજવી. આ સંપ્રદાયમાં શ્રીશરણમંત્ર ગ્રહણ કર્યા પછી તે મંત્રનો રાત્રિદિવસ જપ કર્યા કરવો. અન્યાશ્રય સર્વથા ન કરવો. કારણ કે અનન્યભકિત આ શબ્દનો અર્થ આ છે કે બીજાનો આ-શ્રય સર્વથા ન કરતાં કેવલ શ્રીકૃષ્ણનોજ અનન્યભકિત કરવી. અને તે ભકિત પણ સર્વાંશથીજ કરવી. આનુ નામ અનન્ય-ભકિત સમજવી.



# બીજો વિષય.

જે ગામમાં આપણે નિવાસ કરતા હેયે તે ગામમાં જો આપણા સંપ્રદાયનું મંદિર હોય તો શ્રીઠાકોરજીના દર્શન શિવાય જલપાન પણ ન કરવું. બીજા વૈષ્ણવોને મળતાં શ્રીકૃષ્ણસ્મરણ અવશ્ય કરવું. વૈષ્ણવોયે હમેશ પ્રાતઃકાલમાં ઉઠતાંજ પોતાના ગળામાં ધારણ કરેલ બે તુલસીની માલા હોય તે તુલસીમાળાના દર્શન કરી નેત્રને સ્પર્શ કરાવવો. ત્યાર પછી શ્રીનાથજીપ્રભૃતિ આઠે સ્વરૂપનું નામસ્મરણ કરવું તે આ પ્રકારે. શ્રીનાથજી—શ્રીનવનીતપ્રિયજી—શ્રીમથુરેશજી—શ્રી વિઠ્ઠલેશરાયજી—શ્રીદ્વારકાનાથજી—શ્રીગોકલનાથજી—શ્રીગોકુલચંદ્રમાજી—શ્રીમદનમોહનજી—પછી પોતાના શ્રીગુરૂદેવના સેવ્ય સ્વરૂપનુ નામસ્મરણ કરવું ત્યાર પછી શ્રીમાહાપ્રભુજી શ્રીગુસાંઇજી-શ્રીગિરિધરજી-શ્રીગોવિંદરાયજી-શ્રીબાલકૃષ્ણજી—શ્રી ગોકુલનાથજી-શ્રીરઘુનાથજી—શ્રીયદુનાથજી—શ્રીઘનશ્યામજી-તદનંતર શ્રીહરિદાસવર્ય (શ્રીગિરિરાજ) શ્રીયમુનાજી—અને પોતાના શ્રીગુરૂદેવનું નામસ્મરણ કરી ધ્યાન કરવું. પછી બિછાનામાંથી ઉઠી દંતધાવનાદિ (દાંતણ વિગેરે) દેહકૃત્ય કરી શુદ્ધજલથી સ્નાન કરવું. ત્યાર પછી ધોયેલ વસ્ત્ર અથવા ધોયેલ રેશમી વસ્ત્ર પેહેરી ચરણામૃત લઈ ભગવત્પ્રસાદી કુંકુમાદિકથીજ સુંદર દ્વાદશ તિલક કરવાં.



# દ્વાદશતિલકનો વિધિ.

લલાટ (નાસિકામૂલથી બ્રહ્મરંધ્ર સુધી) નાભિ—હૃદય—કંઠ—દક્ષિણ વામ પાર્શ્વ (પડખાં) કર્ણમૂલ (કાનનાં મૂલ) બાહુ(બાસાંમાં) સ્કંધ (કાંધ ઉપર) ઉપર જણાવ્યા પ્રમા-

એ લલાટમાં શ્રીભગવાનનાં ચરણસમાન, હૃદયમાં કમલસમાન, બાહુ ઉપર વેણુપત્રસમાન, કર્ણમૂલમાં દંડસમાન અને બીજા સ્થાનોમાં તુલસીદલસમાન અથવા દીપાકૃતિ સમાનતિલક કરવાં. તિલકના મધ્યમાં શ્રીગોપીચંદનથી મુદ્રા ધારણ કરવી. તદનંતર એક ઝાંપીમાં સુંદર કોમલ ગાદિતકિયા બિછાવી તેની ઉપર શ્રીનાથજીના ચિત્રને પધરાવવું. જો ઉષ્ણકાલ હોય-તો ઝીણી મલમલની ચાદર—તથા શીતકાલ હોય તો રૂદારરજાઈ ઓઢાડવી. એક નાહાની ઝારી જલસમર્પણ માટે રાખવી. એક બંટી (ડાબલી) મેવો ધરવા માટે રાખવી. તે ઝાંપી સેવા કરતી વખતે [illegible] શ્રીચિત્રજી પોઢાડ્યાં હોય. તેઓને ત્રણ ચપટીના અવાજથી જગાડવાં પછી સુધાં પધરાવી જલની ઝારી શુદ્ધજલથી ભરવી. તે જલ પોતાના હાથથી અથવા સ્ત્રીવર્ગ લાવે તોપણ પવિત્રતાથી લાવેલું હોવું જોઈયે. ઉચ્છિષ્ટ અથવા અપવિત્રજલ શ્રીઠાકોરજીને ધરવું નહીં. ત્યારપછી લીલો અથવા સુકો મેવો સમયાનુકૂલ મળી આવે તેવો યથાશક્તિ ધરવો. અને ઉપરથી એક વસ્ત્ર ઢાંકવું જેથી શ્રીને આરોગતાં શ્રમ પડે નહીં પછી જરા દૂર બેસી હાથ જોડી ચિત્તને અત્યંત ખેદયુક્ત કરી પ્રાર્થના કરવી. કે આ સંપ્રદાયની રીતથી સેવા કરવી તે બહુ કઠિન છે તથાપિ તેજપ્રકારે સેવા કરવાનો આરંભ કરીશ. જ્યાં સુધી નથી બનતું ત્યાં સુધી શ્રીઆ-ચાર્યજી શ્રીગુરૂદેવની કાનથી (મર્યાદથી) જે માહારાથી બન્યુ છે તે આ આપને નિવેદન કર્યું છે. તે આપ પૂર્ણ કૃપા કરી અંગીકાર કરશો.

આ પ્રકારે પ્રાર્થના કરી અષ્ટાક્ષરમંત્રની પાંચ માલા તો તે સમય અવશ્ય જપવી. અને શ્રીસર્વોત્તમજીના પાઠ જે-ટલા બને તેટલા તે વખતમાં કરવા. બાકી શ્રીમહાપ્ર- ષોડશ ગ્રંથોનો પાઠ ન બને તો તેમાંથી શ્રીયમુ-

મુક્તાવલી-નવરત્ન-ચતુઃશ્લોકી અને ભક્તિવર્દ્ધિની આ પાંચ ગ્રંથોનો તો પાઠ અવશ્ય કરવોજ. ત્યારપછી ભોગ સરાવી શ્રીચિત્રજીને અનોસર કરવાં. અને જે પ્રસાદી મેવો તથા જલ હોય તે સર્વ ઘરમાં બીજું જલ હોય તેમાં તે પ્રસાદી જલ મેલવી આપવું. તથા પ્રસાદી મેવો બીજા પદાર્થો જે ખાવાના હોય તેમાં મેળવી આપવો. એટલે સર્વે પદાર્થો પ્રસાદી થયાજ. અને પછી તેનું ગ્રહણ કરવું. વિશેષ વ્યવસ્થા સેવા સંબંધી જે જે જાણવી હોય તે તે સમક્ષમાં વૈષ્ણવોયે વિનતિ કરી જાણી લેવી. કારણ કે તે વિશેષ સેવા સંબંધી વ્યવસ્થા પ્રસિદ્ધમાં મુકવા જેવી નથી.

હવે જેણે શરણમંત્રનું ગ્રહણ કર્યું હોય તેણે તો ઉપર પ્રમાણે વરતવું. પરંતુ બ્રહ્મસંબંધ થયા પછી કયા પ્રકારે વરતવું તેની વ્યવસ્થા નીચે મુજબ સમજવી. શરણમંત્ર ગ્રહણ કર્યાથી વૈષ્ણવને નવધાભક્તિમાંથી સાત ભક્તિ કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. અને નવે ભક્તિની યોગ્યતા તો બ્રહ્મસબંધ થવાથી થાય છે. કારણકે જેમ બ્રાહ્મણને યજ્ઞોપવીત ગ્રહણ કર્યા પછી ગાયત્રીમંત્રનો અધિકાર થાય છે તેમ વૈષ્ણવને બ્રહ્મસંબંધ થયા પછી સેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. જ્યારે સેવા સિદ્ધ થાય ત્યારે નવધાભક્તિ સિદ્ધ થાય છે એમ સમજવું. શરણમંત્ર ગ્રહણ કરવા માત્રથી થતી નથી. તેથી બ્રહ્મસંબંધ મંત્રનું ગ્રહણ અવશ્ય અત્યાવશ્યક કાર્ય છે. કારણ કે જ્યારે આત્મનિવેદન થાય ત્યારેજ ભક્તને પરિપૂર્ણાધિકાર પ્રાપ્ત થાય છે. અને અનન્યપણાથીજ જ્યારે પ્રભુનું સેવન કરીયે ત્યારે પરમકૃપાલુ પ્રભુ પૂર્ણ પ્રેમપૂર્વક પ્રસન્ન થઇ અસારસંસારસમુદ્રમાંથી સ્વીય અનન્ય ભક્તનો ઉદ્ધાર કરે છે.

...સંબંધ થવાથી સર્વ પોતાના સર્વ દોષોની નિવૃત્તિ થાય છે. ...બ્રહ્મસંબંધ થયો નથી ત્યાં સુધી સર્વથા સર્વ

દોષોની નિવૃત્તિ થતીજ નથી. અને તેમ કરવાથી જ્યારે દોષોની નિવૃત્તિ થાય ત્યારે ભગવદીયપણું તથા અનન્યપણું સ્પષ્ટ પ્રાપ્ત થાય છે. ત્યારેજ વૈષ્ણવને સંસારના દોષો આ ભવમાં પરાભવ કરતા નથી. બ્રહ્મસંબંધ થવાથી સ્ત્રી પુત્ર દ્રવ્ય આપ્ત સ્વશરીર ઈંદ્રિયો મન અંતઃકરણ આત્મા વિગેરે સર્વ પદાર્થોનું સમર્પણ પ્રભુને થાય છે. તેથી સર્વના સર્વ અખર્વ ગર્વાદિ પર્વતરૂપ પણ દોષો નષ્ટ સ્પષ્ટ રીતથી થાય છે. માટે બ્રહ્મસંબંધ મંત્રોપદેશ અશેષ આર્યે વૈષ્ણવોયે સવિશેષ સત્કાર્ય સમજીને શેષાદિસેવનીય શ્રીકૃષ્ણપરબ્રહ્મસંબંધ શ્રીગુરૂજન દ્વારા અવશ્ય આવશ્યક સમજવો. વૈષ્ણવોયે બ્રહ્મસંબંધ મંત્ર ગ્રહણ કર્યા પછી તે મંત્રનો તથા શરણમંત્રનો હંમેશ જપ કરવો. જેનો વિધિ નીચે મુજબ સમજવો. સ્નાન કરવાની રીત કોઈ ગોસ્વામિબાલક બિરાજતા હોય તો સમક્ષ વિનતી કરીને અથવા કોઇ મર્યાદિ વૈષ્ણવથી જાણી લેવી. તેમ કર્યા વિના બ્રહ્મસંબંધના મંત્રનો જપ થતો નથી. હવે શુદ્ધ જલથી સ્નાનાદિક કરી અસ્પર્શ્ય (અપરસ) વસ્ત્ર ધારણ કરી પૂર્વવત્ દ્વાદશ તિલક મુદ્રા મુદ્રિત થઇને શ્રીભગવત્સંનિધાનમાં યા પૂર્વ અથવા ઉત્તર દિશામાં બેસી શ્રીઠાકોરજીની સેવા કરવી. હવે આ પુષ્ટિમાર્ગીય આહ્નિક (સવારથી તે સાંઝ સુધીનું કર્મ) શ્રીગુસાંઇજી વિરચિત આહ્નિક નામનો ગ્રંથ છે તેમાં સર્વ સવિસ્તર પ્રકાર લખાયલો છે. તો બ્રહ્મસંબંધ થયા પછી તે આહ્નિક પ્રમાણેજ વૈષ્ણવોને સવારથી તે સાંઝ સુધી વરતવું જોઇયે. પણ તે ગ્રંથ સંસ્કૃત ભાષામાં હોવાથી તેનું જ્ઞાન થવું મુશ્કીલ થઇ પડે તો પોતાના ગુરૂદેવના ઘરની ભાવના પ્રમાણે વરતવું જોઇયે. અને મનમાં પણ એજ અભિલાષા રાખવી કે થોડા દિવસમાં તેજ પ્રમાણે અનુવર્તન કરીશ.

આ સંકોચથી લખવાનો હેતુ આટલોજ કે હાલ

વિકરાલ વખતથી જીવોની પ્રવૃત્તિ લૌકિક વિષયોમાં વિશેષ વરતે છે. તેથી સહસા તેટલું ન બની શકે તેથી જેમ બને તેમ ભગવત્સેવામાં ઉત્તરોત્તર વધવા માટે ચિત્તને સચિંત રાખવું. બ્રહ્મસંબંધ થયા પછી આ અલૌકિક દેહાદિકને અલૌકિક પણું પ્રાપ્ત થાય છે. તો તે અલૌકિક દેહથી લૌકિક કાર્ય જેમ બને તેમ થોડું થાય તો ઘણું સારૂં. શ્રીભગવત્સેવાની વિશેષ માહેતી સમક્ષ વિનતી કરી જાણોતું થવું. કારણ કે એ વિષય પ્રસિદ્ધ લખવાની રીત નહીં. જેટલી જરૂર જણાણી છે તેટલું આ ગ્રંથમાં લખી જણાવ્યું છે. ભગવત્સેવા કર્યા પછી શ્રીઆચાર્યજી તથા શ્રીગુસાંઈજી આ બેય સ્વરૂપનું સ્મરણ કરી તેઓના ચરણકમલમાં સવિનય મસ્તક નમાવી પરમ પવિત્ર તુલસીની માલા ગોમુખીમાં રાખી ગોમુખી જમણા હાથમાં ધારણ કરી અંગુષ્ઠ (અંગુઠો) અને અનામિકા (ટચલી આંગળીથી બીજી) જેનું નામ અનામિકા તેની વચમાં માલા રાખી જપ કરવો. તેમાં પ્રથમ શ્રીઆચાર્યજીના શ્રીનામમંત્રનો જપ કરવો. તે જપ શરણમંત્રથી મેળવીને કરવો. તેમજ શ્રીગુસાંઇજીના શ્રીનામ સાથે શરણમંત્ર મેળવીને જપ કરવો. તેમજ પોતાના શ્રીગુરૂદેવના શ્રીનામ સાથે શરણમંત્ર મેળવીને જપ કરવો. ત્યારપછી શરણમંત્રનો જપ કરવો. તદનંતર બ્રહ્મસંબંધના મંત્રનો જપ કરવો. ત્યારપછી શ્રીયમુનાજીના શ્રીનામ સાથે શરણમંત્ર મેળવીને જપ કરવો. ત્યારપછી શ્રીહરિદાસવર્ય (શ્રીગિરિરાજ) ના શ્રીનામ સાથે શરણમંત્ર મેળવીને જપ કરવો. આ જે જપ કરવો તે પ્રથમ માલાનો સુમેરૂને હાથમાં રાખી જે મંત્રનો જપ કરવો હોય તે મંત્રના અર્થનું અનુસંધાન રાખીને ત્રણ વખત મંત્ર બોલવો. ત્યાર પછી એક પારો ગ્રહણ કરીને એક એક વાર મંત્ર બોલીને એક એક પારો છોડવો.

પ્રકારથી જપ કરવો. ઉપર લખેલ જપ પ્રત્યેક મંત્ર માટે સમજવી.

પરગામ જવું પડે તો એક ઝાંપી રાખવી. તેમાં પૂર્વવત્ ગાદિતકિયા બિછાવી શ્રીચિત્રજી અથવા શ્રીઠાકોરજીને પધરાવવા. અને જે જે સેવા લાયક પદાર્થો છે તે તે સર્વ સાથેજ રાખવા. શ્રીઠાકોરજીની ઝાંપીને પ્રાણથી અધિક સંભાળવી.

# તિલકમુદ્રા ધારણ વિચાર.

વૈષ્ણવ જનોને (ऊर्ध्वपुंड्र) ઉભું તિલક શ્રીઠાકોરજીના ચરણના આકૃતિ જેવું કરવાનો શાસ્ત્રમાં લેખ છે. વધારે તો શું પણ માત્ર વૈષ્ણવ જનોને એટલે બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય-શૂદ્ર-સર્વને ઉર્ધ્વપુંડ્ર ધારણ કરવા માટે વેદાદિ વિધિ જાગરૂક જોઈયે છીયે. તેથી સર્વને ઉર્ધ્વપુંડ્ર ધારણ મુખ્ય ગણેલું છે. જેમકે અથર્વવેદમાં પણ કહેલું છે. શ્રીકૃષ્ણના ચરણની આકૃતિ જેવું આત્માનું હિતકારક મધ્યમાં છિદ્રવાળું ઊર્ધ્વપુંડ્ર તિલક ધારણ કરનાર વૈષ્ણવ સાક્ષાત્ શ્રીપુરૂષોત્તમ પ્રભુને પ્રાપ્ત થાય છે. તે પરમ પુણ્યવાન્ અને ભક્તિવાન્ થાય છે. આ પ્રમાણે બીજાં પણ વચનો વેદ શાસ્ત્ર પુરાણ સર્વત્ર વિદ્યમાન છે. નિર્ણયસિંધુ નામના પ્રસિદ્ધ ધર્મશાસ્ત્રના ગ્રંથમાં લખેલું છે કે—

**ऊर्ध्वपुंड्रं द्विजातिना मग्निहोत्रसमो विधिः ॥**
**यज्ञो दानं जपो होमः स्वाध्यायः पितृकर्म च ॥**
**वृथा भवति विप्रेन्द्रा ऊर्ध्वपुंड्रं विना कृतम् ॥**

અર્થ—બ્રાહ્મણ, ક્ષત્રિય, અન વૈશ્યોને અગ્નિહોત્રનો વિધિ જેવો આવશ્યકછે તેના જેવોજ ઉર્ધ્વ પુંડ્રનો વિધિછે. યજ્ઞ, દાન, જપ, હોમ, સ્વાધ્યાય, શ્રાદ્ધાદિક પિતૃકાર્ય, તે સર્વ હે બ્રાહ્મણો ઊર્ધ્વપૂંડ્ર વગર કરે તો વૃથા થાય છે.

પદ્મપુરાણના ઉત્તરખંડમાં પાર્વતી પ્રતિ શિવજીનું વચન—

**ये कंठलग्नतुलसीनलिनाक्षमाला ये बाहुमूलपरिशोभितशंखचक्राः ॥ ये वा ललाटफलके लसदूर्ध्वपुंड्रा स्ते वैष्णवा भुवन माशु पवित्रयन्ति ॥**

અર્થ—જેના કંઠમાં શ્રીતુલસીની તથા કમલની માલાછે. જેના બાહુમૂલમાં (ખભા ઉપર) અત્યંત શોભાયમાન શંખચક્રો છે જેનું લલાટ—લલિતતિલકથી તિલકિત છે આવા પરમ પવિત્ર વૈષ્ણવો આ ભુવનને સત્વર પવિત્ર કરે છે. ઈત્યાદિ બીજાં પણ વચનો ઘણાં છે. તિલક કરવું તે ભગવત્પ્રસાદી પદાર્થોથીજ કરવું કારણ કે આપણા સંપ્રદાયમાં અણપ્રસાદી પદાર્થો સર્વથા અગ્રાહ્ય (નહીં લેવા લાયક) છે. અને શાસ્ત્રથી પણ નિષેધજ છે, માટે તેમ ન કરવું. વૈષ્ણવોયેં ચરણામૃત વિના રેહેવું નહીં. કારણ કે ભગવત્પાદોદકનો શાસ્ત્રમાં ગ્રહણ કરવાનો વિધિ અત્યાગ્રહપૂર્વક પ્રસિદ્ધ છે. અને જેનાં ગ્રહણથી અપવિત્ર મનુષ્ય પવિત્રપણાને પ્રાપ્ત થાય છે. માટે જ્યારે કોઈ તરેહની અપવિત્રતા માલમ પડે અથવા ભયાદિ પ્રાપ્ત થાય અથવા આપણે અપવિત્ર થયા આમ જ્ઞાન થતી વખતે તરત ચરણામૃત લેવું. જેના ગ્રહણથી સર્વ દોષોની નિવૃત્તિ સત્વર થાય છે. હાલ જે ચરણામૃત લેવાનો પ્રચાર છે. તે મૃત્તિકા તીર્થદેશની એક તો પરમ પવિત્ર છે અને ભગવત્ચરણકમલના જલથીજ બાંધવામાં આવે છે. તો તેને માટે કાંઇ કોઇ તરેહની અડચણ નથાજ. તેથી તે પ્રચાર પ્રચલિત છે. શ્રીભગવત્પ્રસાદ મહાપ્રસાદ (શ્રીઠાકોરજીને અર્પણ કરેલ પદાર્થો) વૈષ્ણવોયેં સર્વથા અવશ્ય ગ્રહણ કરવો. જે મહાપ્રસાદનું ગ્રહણ પરમ ભગવદીયપણાનું મુખ્ય સાધન છે. આ પ્રમાણે શાસ્ત્રોમાં શાસ્ત્રકારોયેં જણાવેલું છે. માટે નિરંતર મહાપ્રસાદથીજ આ શરીરની વૃત્તિ કરવી. અણપ્રસાદી પદાર્થો સર્વથા અગ્રાહ્યજ છે. મહાપ્રસાદ ગ્રહણ કરવા માટે પદ્મપુરાણમાં બ્રહ્માયેં પોતાના પુત્રોને કરેલો ઉપદેશ.

**अज्ञानादथवा ज्ञानात्सत्संगादेव प्राक्तनात् ॥**
**भुंक्ते नैवेद्यमीशस्य कृष्णस्य परमात्मनः ॥**
**स च मुक्तो भवेत्पुत्र मुच्यते सर्वपातकात् ॥**
**ति दिव्ययानेन गोलोकं लोक मुत्तमम् ॥**

અર્થ—જ્ઞાનથી અથવા અજ્ઞાનથી યા જન્માંતરના સંબંધથી સાક્ષાત્ શ્રીકૃષ્ણના પ્રસાદનો ઉપભોગ જો કોઇ મનુષ્ય કરે તો હે પુત્ર તે સર્વ પાતકથી મુકાઈ સર્વલોકમાં ઉત્તમ જે શ્રીગોલોક તેને દિવ્ય વાહન પર બેસી પ્રાપ્ત થાય છે ઇત્યાદિ. બીજાં પણ વચનો શ્રીભાગવત ભગવદ્ગીતા વગેરે ગ્રંથોમાં સ્પષ્ટ સુપ્રસિદ્ધ જાણવામાં છે. સારાંશ આ છે કે ભગવત્પ્રસાદ ભગવચ્ચરણામૃત તથા બીજા પણ ભગવત્પ્રસાદી પદાર્થોનોજ શાસ્ત્રમાં ગ્રહણ કરવા માટે વિધિ (આજ્ઞા) સ્પષ્ટ છે. માટે વૈષ્ણવભગવદ્ભક્તોાયેં સર્વથા ભગવત્પ્રસાદી પદાર્થોનોજ ઉપભોગ કરવો.

# શ્રીતુલસીકાષ્ટમાલા ધારણ વિચાર:

સર્વ વૈષ્ણવોને તુલસીકાષ્ટમાલાનું ધારણ અપાવિત્ર્યાદિ દોષોનું નિવારણ અસાધારણરીતે ભગવદીયપણાનું પરમકારણ શાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલછે. જેમ કે સ્કંદપુરાણમાં ભગવદ્ વાક્ય—

**तुलसीकाष्ठजां मालां कंठस्थां वहते तु यः ॥**
**अप्यशौचो ऽप्यनाचारो मामेवैति न संशयः ॥**

અર્થ–તુલસીકાષ્ઠમાલા ધારણ કરનાર નરનાર અપવિત્ર અથવા અનાચારી હોય તો પણ શ્રીભગવાન આજ્ઞા કરેછે કે તે તુલસીકાષ્ઠમાલા ધારણ કરનાર ભગવદ્ ભકત મને અવશ્ય પ્રાપ્ત થાય છે. ઇત્યાદિ અનંત ગ્રંથોમાં જોઇયેં તેટલાં વચનો સ્પષ્ટ છે. માટે વૈષ્ણવોયેં તુલસીકાષ્ઠમાલાનું ધારણ અશૌચમાં પણ નિવારણરૂપ ન કરવું કારણ કે આ વૈષ્ણવોનો સ્વધર્મ છે જે તુલસીકાષ્ઠમાલા ધારણ કરવી તુલસીકાષ્ઠ માલાનું ધારણ યજ્ઞોપવીત (જનોઇ) માફક કરવું. એટલે માલાનું ધારણ યોગ્ય છે. આમ સમજવું. ઉપર લખે સુતરના દોરામાં પરોવેલી હોવી જોઇયે કોઇયે ...નીને ધારણ ન કરવું. કારણ કે સદાચા

કોઇ બ્રાહ્મણને પ્રભુયેં સંપત્તિ આપી છે અને તે કહેશે કે આ યજ્ઞોપવીત સુતરનું પેહેરવું આ કાંઈ ઠીક વાત નથી આપણે તો સોનાનું અથવા ચાંદીનું પેહેરશું પરંતુ તેમ બનીજ ન શકે કારણકે સદાચાર પણ નથી તેમ શાસ્ત્રનાંવચનો પણ નથી. તેથી સૂત્રનું યજ્ઞોપવીત તથા સૂત્રમાંજ પરોવેલી તુલસીકાષ્ઠ માલાનું ધારણ વૈષ્ણવોયેં યોગ્ય સમજવુ.

# શ્રીગુરૂદેવજન્મ મહોત્સવઃ

પોતાના શ્રીગુરૂદેવનો જન્મદિવસ હોય તે દિવસે વૈષ્ણ. વોયેં મોહોટો ઉત્સવ માનવો. જો ગામમાં સ્વસંપ્રદાયનું મંદિર હોય તો શ્રીઠાકોરજીને સામગ્રી અરોગાવવી અને પોતાના ઘરમાં શ્રીઠાકોરજી બિરાજતા હોય તો મોહોટા આનંદસાથે શ્રીને સામગ્રી અરોગાવવી તથા તે દિવસે વૈષ્ણવજનોને મહાપ્રસાદ લેવરાવવો. યથાશક્તિ શ્રીગુરૂદેવની ભેટ કાઢવી જો બને તો ગામમાં કોય શ્રીગુરૂજન બિરાજતા હોય તો અવશ્ય કેસરસ્નાન કરાવવું. તથા પોતાને ઘેર પધરાવવા. તે દિવસે વૈષ્ણવોયે ભેળા થઇને ભગવદ્ગુણગાંન કરવું. ભગવદ્ભજન કરવુ. વિશેષ જે બને તે આનંદસાથે સત્કર્માચરણ અવશ્ય કરવું કારણ કે શ્રીગુરૂદેવને શાસ્ત્રમાં ભગવત્સ્વરૂપ કહેલછે. તેથી શ્રીગુરૂદેવને પુર્ણ પુરૂષોત્તમજ સમજવા તો જેમ એક શ્રીઠાકોરજીનો ઉત્સવ હોય અને જેટલો આનંદ મનમાં થાય તેટલો આનંદ અને તેવોજ સત્કર્માચરણમાં મનની પ્રવૃતિ તે દિવસે કરવી. શિષ્યોયેં પોતાના શ્રીગુરૂદેવના જન્મ દિવસે ઉપર લખ્યા પ્રમાણે આચરણ કરી આનંદમાં રહી શ્રીગુરૂદેવદ્વારા શ્રી ઠાકોરજીના ચારૂચરણકમલમાં ચિત્તને તથા વિત્તાદિ સર્વ પદાર્થોને તલ્લીન (ભગવાનને આધિન) કરવા આજ વૈષ્ણવોનો પરમ ધર્મ છે.

यमुनापुलिनविलासी दासीकृतपन्नगाधिपो ऽपायात्
राधाबाधाबाधनसाधनधरो ऽपरो देवः॥१॥

શિક્ષાસુધાકરઃ સંપૂર્ણઃ

# જાહેર ખબર.

ગોસ્વામિ શ્રી નરસિંહલાલજી મહારાજના અધ્યક્ષપણા નીચે સ્થપાયેલી શ્રીસુબોધિની સભા તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની યાદી.

| | નુછાવર. | ટ. ખર્ચ |
|---|---|---|
| ૧ શ્રીહરિરાયજીકૃત મોટાં શિક્ષાપત્ર સારા મોટા અક્ષરમાં કતાનનાં પુઠાવાળાં .... .... .... .... | ૪—૦—૦ | ૦—૮—૦ |
| ૨ વૃત્રાસુર ચતુઃશ્લોકીની ટીકા શ્રી મહાપ્રભુજીકૃત તથા શ્રીગુસાંઇજીકૃત સંસ્કૃત છે તથા શ્રીપુરુષોત્તમજીકૃત વિવૃતિ છે તેનું ગુજરાતી ભાષાંતર બાલબોધ અક્ષરમાં .... .... .... .... | ૦—૧૦—૦ | ૦—૧—૦ |
| ૩ વ્રત તથા ઉત્સવોના નિર્ણયની ટીપ | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૪ શિક્ષાસુધાકર .... .... .... .... | ૦—૧—૦ | ૦—૦—૬ |

ઉપર લખ્યાં પુસ્તકો મહારાજશ્રીના મંદિરમાંથી મળશે તે વિષે વિશેષ જાણવાનું હોય તેમણે નીચે સહી કરનારને પોસ્ટપેડ કાગળ લખીને પુછવું. નાટપેડ કાગળ રાખવામાં નહી આવે. દશ પ્રત સામટી રાખનારને એક પ્રત મફત કમીશન બદલ આપવામાં આવશે.

શાસ્ત્રી છગનલાલ અમરજી
સુબોધિની પાઠશાળાના
અધ્યાપક.